KARANI'S CHEAP REPRINTS.

# SHAMAL BHAT'S CHHAPPA.

શાળોપયોગી

# શામળ કૃત છપ્પા.

પેટ, જર, કુ-સંગત, અને મોત વિષે.

" ગુણીજન કવિ ગુજરાતમાં, આગળ થયા અપાર;
શામળ ભટ પણ એક છે, આ વિષયો રચનાર."




કિમ્મત એક આનો.

૨૩૩૯

## સૂચના

આ છોપામાં જે કાળા અક્ષરે છાપેલા છે તેના અર્થો "કરાણીના શામળ ભટ છોપાના અર્થો" મધે આપેલા છે. જેની કીમત એક આનો છે અને જે અમારે ત્યાં મલે છે.

મુંબઈ:- "નિર્ણય સાગર" છાપાખાનામાં છાપ્યું છે.

# ૨૩૩૯

# શામળ કૃત છપ્પા.

## પેટ ભરવા વિષય.—૧

પેટ કરાવે વેઠ, પેટ વાજાં વજડાવે;
પેટ ઉપાડે ભાર, પેટ ગુણ સૌના ગાવે;
પેટ ભમે પરદેશ, પેટથી પાપ કરેછે;
પેટ કરેછે જાર. પેટતો સત્ય હરેછે;
વળિ સંચ પ્રપંચ અધિક કરે, પેટ કાજ નરકે પડે;
શામળ કહે સાચું માનજો, પેટ પાપ નરને નડે. ૧

વિપ્ર પેટને કાજ, શાસ્ત્ર વાંચે ને શીખે;
વિચરી વળી વિદેશ, ભણેલા થઈને ભીખે,
વણિક પેટને કાજ, ચાહિને વહાણ ચઢેછે;
મજુર ઉપાડે ભાર, ઘણા જન ઘાટ ઘડેછે;
વળી કરેછે કારાદ કારાકુ, શિર કપાવિ તશ્કર મરે;
કહે શામળ પેટને કારણે, કુલાચાર સૌકો કરે. ૨

પેટ ચડાવે વાંશ, પેટથી નરતક નાચે;
પેટ કાજ ગુણ ગાય, ઊંચ નીચાને જાચે;
પેટ કરે છળ કપટ, પેટ રણમાં રખડાવે;
પેટ કરે વિખવાદ, પેટ તો શીશ કટાવે;
ચોરી ચાડી ને ચાકરી, અધર્મ સૌ આ પેટના;
શામળ કહે સાચું માનજો, પ્રપંચ પાપી પેટના. ૩

કિયા ધડકણ ને ધીર, કિયા ગુણ હિણુ ને જ્ઞાતા;
કિયા કૃપણ ને કર્ણ, કિયા દંભી ને દાતા;
કિયા રંક ને રાય, કિયા અકરમી ઇંદર;
કિયા પાપી પુન્યવંત, કિયા અક્કલહિણ ને ચંદર!
વળિ અણપંડિત પંડિત કિયા, ભિક્ષિ પારકે બારણે;
શામળ કહે માન ગમાવિયાં, ભુડા પેટને કારણે. ૪

કિયા દરિદ્રિ દિવાન, કિયા કુરૂપ રૂપાળા;
કિયા જુધિષ્ટિર જોર, કિયા ભિક્ષુક ભૂપાળા;
કિયા બુદ્ધિ બળવંત, કિયા ગડા ને ઘોડા;
કિયા કપૂત સપૂત, રામ લક્ષ્મણના જોડા;

નર નાર જાર ને સતિ કિયાં, જાણો જેને વારણે;
શામળ કહે માન ગમાવિયાં, કુડા પેટને કારણે. ૫

કિયા નીચ ને ઊચ, કિયા રોગી ને સાજા;
કિયા અબળ ને સબળ, કિયા દુર્બલ ને તાજા;
કિયા અજાણ ને જાણ, કિયા પથ્થર ને હીરા;
કિયા અજા ગજરાજ, કિયા વેરી ને વીરા;
જુઠા બોલા સાચા કિયા, નીચ બુદ્ધિ કરે નેટને;
શામળ કહે માન ગમાવિયાં, પ્રપંચ પાપી પેટને. ૬

કઈ લછ ને અલછ, કઈ રંજિત ને રંગા;
કઈ રૂપહિણ રત્ન, કઈ ગંદી ને ગંગા;
કઈ મૃગનેણી નાર, કઈ વળિ આંખે કાણી;
કઈ દાસી દેખિયે, રીઝવાળી કઈ રાણી;
જે લપોડશંખ લેખ્યા વિના, દક્ષણાંવંત વળી કહ્યા;
શામળ કહે કવિ કોવીદ પણ, પેટતણે વશ સૌ રહ્યા. ૭

પેટ કરાવે પાપ, પેટ પરદેશે કાઢે;
પેટજ કરે પ્રપંચ, ચલાવે મારગ આડે;
પેટ કરે પાખંડ, પેટ વણ વાંકે દંડે;
પેટે સંકટ થાય, પેટ મેહેનતમાં મંડે;
સતિ નારી ને ગુણકા કરે, શા અવગુણ કહું શેઠના;
શામળ કહે સૌ જાણજો, પ્રપંચ પાપી પેટના. ૮

જગત અન્ન આધાર, અન્ન દૈવત એ મોટું;
અન્ન વણ ન રહે જીવ, અન્ન વણ સરવે ખોટું;
દેવ દનુજ નર નાર, જિવે છે અન્નને જોરે;
અન્ન વિનાનું સર્વ, અતી અંધારૂં ઘોરે;
પાલણ પોષણ પૃથ્વી વિષે, કરતારે કૃત કૂરણા;
શામળ કહેછે સેવો સૌ, આદ્યશક્તિ અન્નપૂરણા. ૯

સિતારામ તે એજ, એજ શ્રીરાધાકૃષ્ણ;
એ ઉમયા ને ઇશ, પંડિતે કીધું પ્રષ્ણ;
એ રોહણિ ને ચંદ્ર, એજ બ્રહ્મા સાવિત્રી;
મંત્ર જંત્ર ને તંત્ર, એજ ગુણનિધિ ગાયત્રી;
અન્નપૂર્ણા સૌની ઇષ્ટછે, બુદ્ધિવંત જન બુઝશે;
શામળ કહે અન્ન આધારથી, સર્વે ડહાપણ સૂજશે. ૧૦

અન્નપૂર્ણા વડિ માત, જગત જીવાડણ જાની;
અન્ન વિના સૌ શુન્ય, અન્ન વિણ જિવે ન પ્રાણી;
અન્ન વિના સુખ અલ્પ, અન્ન વિણ ચરણ ન ચાલે;
અન્ન વણુ ભાવે ન ભક્તિ, અન્ન વણુ મોજ ન માલે;
ઈશ્વર વહાલો નહિ અન્ન વણ, ગાન તાન ગુણ નવ ગમે;
શામળ સેવો અન્નપૂરણા, સકલ દુઃખ એથી સમે. ૧૧- ૬

## જર વિષય.—૨

જરને વશ છે જગત, રાય પણ જરથી રીઝે;
જુવતી જર વશ હોય, લાભ પણ જરથી લીજે;
જર સજ્જન સનમાન, જરે જશવંત કહાવે;
જરથી પામે જોખ. સતી શુભ કુળની આવે;
જરનુંજ જગતમાં જોર છે, દુરિજન જરે નમે સહુ;
શામળ કહેછે જર જોરથી, બાપો એમ કહે બહુ. ૧

જર માતા ને તાત. જાત તે જરથી જાણો;
ડાપણ પણ છે દામ, દામ રાજા ને રાણો;
સગાં સહોદર સર્વ, દ્રવ્ય વણજે વેપારી
રંગ ને રૂપ અનુપ, દ્રવ્ય તે ધીરજધારી;
સૌ જગત વસ્યું છે જરથકી. ગરથમાંહિ ગુણ બહુ ગણ્યું;
શામળ કહે સ્વર્ગે સંચરે, જોર હોય જો જરતણું. ૨

વિપ્ર ભણે છે વેદ, જઈ જરને તે જાચે;
સાધક ને વળિ સિદ્ધ. રૂદે જરથી તે રાચે;
શૂરા બાંધે શસ્ત્ર, જરથકી તે કર જોડે;
અનમો ને અહંકારિ, હાથ જર આગળ ઓડે;
ગામી નામી ને મહિપતી, જરને વશ વરતી રહે;
સામળ કહેછે સંસાર સૌ, દમડાને ડાહયો કહે. ૩

જરથી પામે જોખ, જરે ઇંદ્રાસન આણે;
જરથી જગ જીતાય, જરથકી મોટમ માણે;
જરથી લાખ કરોડ, હોડ હઠીલા હારે;
જરથી રાજ્ય થપાય, જરે ઝાઝાને મારે;
એમ જગત વશ્ય છે જરતણે ચિંતવે તેવા ગુણ ગણે;
જગદીશ ઈશ વશ જરતણે, શામળભટ સાચું ભણે. ૪

ઘણો જેહ ઘર ગરથ, રૂપ તેને ઘેર રહેછે;
ઘણો જેહ ઘર ગરથ, કુલિન પણ તેને કહેછે;

ઘણો જેહ ઘર ગરથ, રહે વશ તેને રાજા;
ઘણો જેહ ઘર ગરથ, સુજશ બોલે જન ઝાઝા;
જર તો છે ઈશ્વરથી અધિક, બુધિ નિધાન પ્રાક્રમ બહુ;
શામળ શેવક શ્રીમંતના, શત પ્રકાર શોભિત સહુ. ૫
જર વીના જે જોખ, શોખ તે તો નહી સાચો;
જર વીણ તનમાં પ્રાણ, કહુ કરતુને કાચો;
જર વીના જે રૂપ, દેહ કુરૂપી કુડો;
જર વીણ મંદિર માળ, ભરમ રાખે તે ભુંડો;
જર વીણ ડાહપણ છે જેટલું, તે ઘેલાપણ જાણવું;
શામળ કહે સઘળી ચીજ તે, જગમાં જર પરમાણવુ. ૬
જરથી શોભે સર્વ, વેદના જરથી વામે;
જરથી ઝીતે ન્યાય, જરે મનવાંછિત પામે;
જરથી સગપણ સાથ, કરે જરથી સૌ કાજે;
જર ઓડાવે હાથ, જરથકી સરવે લાજે;
જર તરણાનો મેરૂ કરે, રાજ્ય અપાવે રંકને;
કવિ શામળ કહેછે જરથકી, પામર લુટે લંકને. ૭
ગાંઠે જેને ગરથ, ભલી તે વિદ્યા ભણિયો;
ગાંઠે જેને ગરથ, રહે નહિ કાઈનો રણિયો;
ગાંઠે જેને ગરથ, તેજ પંડિત છે પૂરો;
ગાંઠે જેને ગરથ, તેજ છે સામદ શૂરો;
વળિ ગાંઠે જેને ગરથ છે, પરાક્રમી પરમાણવો;
શામળ કહે સંસારમાં, જર વિણ મુરખ જાણવો. ૮
જર છે સૌનો જીવ, જરે લે માહાસુખ માણી;
કરે પરાણે પ્રીત, રંક રાજા ને રાણી;
જર વશ બાધું જગત, જરે જુવતી વશ થાય;
જર આગળ કર જોડિ, રહે મોટા રૂષિરાય;
જર જંગલમાં મંગળ કરે, જુવતી સરવે જોગવે;
શામળ કહે ધનથી ધનપતી, ભારે સુખ તે ભોગવે. ૯
ડાહાપણ દમડામાંહિ, રહે દમડામાં યારી;
દમડામાંહી રૂપ, ભેદ દમડામાં ભારી;
જો દમડામાં જોર, રહે વશ થઈને રાજા;
દમડે હુન્નર અધિકાર, ગુણ દમડામાં ઝાઝા;
દમડા છે મોઘા દેવથી, વાણુ દમડે સૌ વામણા;
શામળ કહે છે દમડાતણાં, ભાત ભાત લેઉ ભામણાં. ૧૦

જર દેખી જશવંત, ગુણ ને જ્ઞાન ગમાવે;
ધન દેખી ધનવંત, નીચને શીશ નમાવે;
સોનુ દેખિ શ્રીમંત, કપટનું કામ કરે છે;
ગરથ દેખિ ગુણવંત, હેતથી હાથ ધરે છે;
રાજાની કશું રાંકની, નિર્મળ કુળની નારિયો;
શામળ કહે છે સત્ય જાણજો, જર દેખી કરે જારિયો. ૧૧
શૂર કપાવે શીશ, ચતુર ચાકરી ચહાયે;
નાચે છે નૃત્યવંત, ગીત ગુણિજન થઈ ગાયે;
વિદ્યાવંત વિદેશ, જાચવા કારણ જાયે;
મજુર વહે શિર ભાર, કષ્ટ કાશદ સહે કાયે;
જે જે ઉપાય અન્યાય જે, બુદ્ધિ બગાડે બારણે;
શામળ કહે શાણા સમજજો, દ્રવ્ય કમાવા કારણે. ૧૨
જર પાખી જગમાંહિ, મોજ એક શી માણે;
જર પાખી જગમાંહિ, આપ અક્કલ શી આણે;
જર પાખી જગમાંહિ, સ્વાદ એકે નવ સૂજે;
જર પાખી જગમાંહિ, બડાઈ કશી ન બુઝે;
જર પાખી તો જખ મારતા, ફરે બિચારા બુધ બહુ;
શામળ કહે છે જર જોરથી, શુભ વાતો સૂજે સહુ. ૧૩
દમડા પાખી દરિદ્ર, કુલિન તે કિંકર કહાવે;
રિદ્ધિ વિના તે રંક, પ્રતિષ્ઠા માન ગમાવે;
વિદ્યા અને વિવેક, દામ આગળ સૌ ડુલ્યા;
જે જે કરવા જાય, ભરમથી સરવે ભૂલ્યાં;
જે શુરપુર શાણા ઘણા, વપુ વરણાગી વાંકડા;
શામળ કહે સૌ સંસારમાં, રિદ્ધિ વિનાનાં રાંકડા. ૧૪
જેને જરનું જોર, જુલમ ઝાઝો કરી ઝુઝે;
જેને જરનું જોર, બિજાને તે નવ બુઝે;
જેને જરનું જોર, અહંપદ અતિશે આણે;
જેને જરનું જોર, જગત ઉજડ તે જાણે;
વળિ જેને જરનું જોર છે, છાકયો રહે અમલે અતી;
શામળ કહેછે સદ્બુદ્ધિ વણ, રહું ન થાય તેથી રતી. ૧૫
બે હાથીનું જોર, બાહુ બે માંહિ બિરાજે;
વાઘ સિંહની પેર, ગરથ ગાઢે તે ગાજે;
ભુખ તડકા કે ટાઢ, નહી જર પાસે આવે;
વ્યંતર, ભૂત કે પ્રેત, કદી ચેટક ન વ્હાય,

મન મંદિર શેરસવાતણી, કેક સદા આવી વસે;
શામળ કહે દુખિયો, દુખ કહે જરવાળો હૈડે હસે. ૧૬
નિરધન બોલે સત્ય કહે, જરવાળો જૂઠી;
નિરધન ગાણું ગાય, જાય જરવાળો ઉઠી;
હા હા કહે સઉ લોક, વદે જરવાળો જૂઠું;
રિદ્ધિ ઉપર સઉ રાજિ, રિદ્ધિ પાખો સઉ રૂઠું;
ચૌદે વિદ્યાની ચાતુરી, ગરથ સાથ વાસો રહે;
બળિ કર્મ ધર્મ ને શર્મ સો, કવિ શામળ જરને કહે. ૧૭
ડાટયું જેણે દ્રવ્ય, સવ સવ અવતરિયા સાપે;
ડાટયું જેણે દ્રવ્ય, પિંડ નવ લાધો બાપે;
ડાટયું જેણે દ્રવ્ય, પાપમાં થયોજ ગરકે;
ડાટયું જેણે દ્રવ્ય, નીચ તે પડિયો નરકે;
નવ ખાધું ખરચ્યું વાવર્યું, દાન દેઈ જશ નવ લિયો;
શામળ શિર ભાર વહી મુઓ, દૈવે તેને દંડિયો. ૧૮
જેમ ઘાંચીનો બળદ, રાત દીવસ તે ફરિયો;
જેમ ગદ્ધો ગુણલીણ, ભાર અણલેખે ભરિયો;
પાડો જેમ પખાલ, પુઠપર પરકે પાણી,
વેરે પકડયો વીર, તડકુડીને તે તાણી;
જર રળ્યો રોજ થઈ રાંકડો, વેઠી દુઃખ વધારિયો;
શામળ નવ ખાધો ખરચિયો, જીતી બાજી હારિયો. ૧૯
જર જોતામાં જાય, જુઓ જર ખાતાં ખુટે;
જર જોતામાં જાય, ચોર કે હાકમ લુટે;
જર જોતામાં જાય, ઉડે જો આગ સજોરી;
જર જોતામાં જાય, ચડે ચાડી કે ચોરી;
જર જાવા બેસે જે સમે, રાખ્યું ઘડી રહે નહી;
શામળ કહે જાય સમૂળને, કહો મૂર્ખ જેવું કહી. ૨૦
તેડે ત્યાં નવ જાય, ઘણી મેહેનતથી માગે;
જા કહેતાં નવ જાય, પ્રણીપત પાયે લાગે;
કોરાર કિધે ન રહે, ન રહે વાવરતાં દહાડી;
કરે કોટિ ધિક્કાર, જાય નહિ હાંકી કાહાડી;
આશા રખેજ એની કરો, માનો કહું તે મર્મની;
શામળ કહે છે લક્ષ્મી રહે, કબુલ હોય જો કર્મની. ૨૧
નાવે ડાહાપણ કીધે, ન આવે વિદ્યા ભણતાં;
નાવે કરતાં કપટ, ન આવે સદ્‌ગુણ ગણતાં;

નાવે ગયે વિદેશ, ન આવે વેઠયે દુઃખે;
નાવે જાણ્યે જોર, ન આવે ભમતા ભૂખે;
આવે ન પરાક્રમ પૂરથી, નાવે લોભ લુચા થકી;
શામળ કહે લક્ષ્મી લેહેર તો, મળે કર્મ સંચા થકી. ૨૨

કઈક ઉપાડે ભાર, ઉદર પણ રહે અધૂરૂં;
કઈક ચડેછે વાંસ, પેટ પણ થાય ન પુરૂં;
કઈક ભણી વિદ્યાય, ચતુર અણવાણા ચરણે;
કઈક કરે વેપાર, નાણી પણ કુંડળ કરણે;
અક્કલ અરથે નથિ આવતી, ભોળાશો નહિ ભર્મમાં;
શામળ કહે છે લક્ષ્મી મળે, કબુલ હોય કર્મમાં. ૨૩

વિદ્યા ન મૂકાય હાટ, વિદ્યા ઘરેણું ન ઘડાય;
વિદ્યા ન વસ્ત્ર વણાય. વિદ્યા ચુલે ન ચડાય;
વિદ્યા થાય ન લોટ, વિદ્યાથી ભુખ ન ભાગે;
નહિ પેહેરાય ઓઢાય, કદી વિદ્યા નર નાગે;
વિદ્યાથી વપુ રહે નહીં, પિવાય નહિ તે પાણિએ.
વેઠે દરિદ્ર ડાહ્યો થઈ, જન તે મુરખ જાણિયે. ૨૪-૧૧૦

## કુસંગતિ વિષય-૩

કરે નીચનો સંગ, નીચની બુદ્ધિ આવે;
કરે નીચનો સંગ, સકળ સદગુણ ગમાવે;
કરે નીચનો સંગ, નીચની ભાષા ભાખે;
કરે નીચનો સંગ, નીચની રીતી રાખે;
વળિ નીચ કામ નીચાં કરે, નીચ કહેવાય ઊંચ જન;
શામળ કહે સંગત નીચની, કોઈ ન કરશો કોઈ દન. ૧
પંડિત પંડિત પ્રીત, મુરખને મુરખ વહાલા;
રૂડો રૂડી રીત, ચતુર ચતુરાઈ ત્યાં ચાલ્યા;
સુમને વહાલો સુમ, વહાલ દાતાને દાતા;
જારને વહાલો જાર, ગુણીજનને ગુણજ્ઞાતા;
શુરાને વહાલા શુરનર, કાયરને કાયર ગમે;
જશવંત ગમે જશવંતને, શામળ રામ રૂદે રમે. ૨
મળે ઊંચને ઊંચ, મળે ભંગીને ભંગી;
મળે નીચને નીચ, મળે રાગીને રંગી;
મળે ભગતને ભગત, મળે પાપીને પાપી;
મળે જ્ઞાનિને જ્ઞાનિ, મળે જાપકને જાપી;

વળિ વ્યસનીને વ્યસની મળે, મળતે મળતા ગુણ મળે;
જ્યમ લવણ મળેછે તક્રમા, શામળ પય શાકર ભળે. ૩-૨૨૮

## મોત વિષય-૪

કોઈ કહે આવ્યો તાવ, કોઈ કહે થયું કોગળિયું;
કોઈ કરડયો નાગ, કોઈ કહે વાસી વળિયું;
કોઈ કહે વાધ્યો રોગ, કોઈ કહે શસ્ત્રજ વાગ્યું;
કોઈ કહે મારી મૂઠ, કોઈ કહે પાપજ લાગ્યું;
ઇશ્વર માથે લેતો નથી, જગતમાંહિ મહિમા જુઓ;
શામળ કહેછે સૌ સાંભળો, મોત આવ્યું તેથી મુઓ. ૧
પેસે અરણવ નીર, તીર ગંગાને બેસે;
ચડે જો પર્વત મેર, કદી પાતાળે પેસે;
પર્વતમાંહિ પ્રવેશ, કરે આપે એકાંતે;
ઓષડ અમૃતાહાર. ભમે ભૂલા બહુ ભ્રાંતે;
કિંકર રાખે કંઈ કોટિધા, સંચ પ્રપંચ ઘણા કરે;
શામળ કહેછે સૌ સાંભળો, મોત આવ્યે નિશ્ચે મરે. ૨
માત તાત ને મિત્ર, પુત્ર પરિવારજ પ્રોઢા;
અલખત અપરમપાર, ઘણા હસ્તી ને ઘોડા;
સેવક સાથે શૂર, પરીપૂરણ પરતાપે;
બળવંતા બહુ બહુ, છત્ર છાંયે છત છાપે;
અધિકાર અચુત લખ ઇંદ્રનો, કોડ વાર શું કહું કથી;
પણ મોત થકી મૂકાવવા, શામળ કોઈ સમરથ નથી. ૩
નાહે ન મુકે ભૂખ, દુઃખ નાઠે નવ જાય;
નાઠે ન મુકે ભોગ, રોગ નાઠે પણ થાય;
નાહે ન મુકે ભૂખ, દુઃખ નાઠે નવ છુટે;
નાઠે ન રહે લાજ, ચોર કે હાકમ લૂટે;
કદિ નાઠે મોત મુકે નહી, પ્રસવ્યો ત્યાંથી પાસ છે;
કવિ શામળ ભટ સાચું કહે, નામ સર્વનો નાસ છે. ૪
જે જાયું તે જાય, જેહ ફુલ્યું તે ખરશે;
ભર્યું તેહ ઠલવાય, ચડયું તે તો ઉતરશે;
લીલું તે સૂકાય, નવું તે જુનું થાશે;
આયુર્દા વશ સર્વ; કાળ સૌકાને ખાશે;
જો કિન્નર જક્ષ ને રાક્ષસો, દેવ ગાંધર્વ ને દાનવી;
મઘવાદિક પણ મોતે મરે, કોણ માત્રમાં માનવી. ૫

ગયા ઇંદ્ર કંઈ ક્રોડ, ગયા બ્રહ્મા કંઈ ભુલ્યા;
ગયા કરોડો કામ, અડગશૂરા પણ ફુલ્યા;
ગયા દેવ દિગપાળ, ગયા માંધાતા મહિપત,
ગયા દિલિપ હરિચંદ્ર, ગયા છાકેલ છત્રપત;
વળિ ગયા જનક ને જાદવો, જે વળિ લાવ્યા જાનકી,
સ્થિરથાવર કોઈ રહ્યા નહી, કોણ માત્રમાં માનવી. ૬
માત પિતાનો ભોગ, જોગ વીરજ બંધાયું;
રૂધિર માંસ ને હાડ, શરિર તેનું સંધાયું;
નસો જાળ નખ વાળ, સંગ લઈ સાંધા મેળ્યા;
પંચભૂતના ભાગ, લાગ ભમવાને ભેળ્યા;
મમતા માયા અહંકાર અતિ, વાયુરૂપ કાઇક વસ્યો;
શામળ જળ પરપોટો જથા, કહો ગરવ તેનો કશ્યો. ૭
મારૂં મારૂં કહે મૂઢ, કારમી કાયા માયા;
અજ્ઞાને આરૂઢ, અંધ થઇ ધંધે ધાયા;
આ મારૂં ઘરસૂત્ર, પુત્ર મારો પરણાવું;
ઘડપણ પાળે મને, આજ ભલિભાત ભણાવું;
પણ દીપક વશ છે વાયુને, કાયો કૂપો કાચનો;
શામળ કહે મુઢ મમતા કરે, એવા શરીર અસાચનો. ૮
જાય જોરાવર શરણ, પ્રિતે પાતાળે પેસે;
પેસે અરણવ નીર, મેરૂ માથે જઈ બેસે;
જાય શેષને શરણ, રવીરથ આગળ ચાલે;
મંત્ર જંત્રના જાપ, કરી મધવાસંગ માલે;
કદિ સંચ પ્રપંચ કરે ઘણા, રવિ મંડળ આખું અટે;
પણ શામળ ભટ સાચું કહે, મરવાનું તો નહી મટે. ૯
કોઈ આજ કોઈ કાલ, કોઇ દિવસે કોઈ રાતે;
કોઈ જોબન કોઈ વૃદ્ધ, બાળ જન જુવતી જાતે;
કોઈ તાવે તરફડી, આપઘાતે કોઇ મરતાં;
કોઈ ભોગ કોઈ રોગ, કોઈ તો સરપ કરડતાં;
કોઇ વાસિવિકાર કે હુડકવા, કોઇ મમતે લડિને મુઓ;
પણ કાળ ન મૂકે કોઇને, શામળ કહે સમજી જુઓ. ૧૦
રાખે લખ રખવાળ, લોહ પિંજરમાં પેસે;
અરણવ વિચ આસન, વાળિને જો કોઇ
વજ્ર ગુફા ગંભીર, માંહિ કોરાવી માણે;
ઇંદ્ર જાળ વિધાય, જુગતથી જો વળિ જાણે;

સંભાળિ સાચવી સાંચરે, કોટિ જતન કોડે કરે;
જાળવતાં પણ જીવે નહી, મોત વખત નિશ્ચે મરે. ૧૧
ચિરંજીવિ નહિ કોઈ, ગયા માંધાતા નહિપત;
ચિરંજીવિ નહિ કોઈ, ગયા વહિ અગણિત અહિપત;
ચિરંજીવી નહિ કોઈ, ગયા અધિકારી ઇંદ્ર;
ચિરંજીવિ નહિ કોઈ, ગયા કઈ સૂરજ ચંદ્ર;
વળિ ગયા રામ ને રાવણ, ગયા દેવને દાનવી;
સતવાદી સલક્ષણા ગયા, કોણ માત્રમાં માનવી. ૧૨
કોઈ આજ કોઈ કાલ, કોઈ માસે ખટ માસે;
કોઈ વર્ષે દશબાર, કોઈ પચીશ પચાસે;
કોઈ સાઠ સીતેર, કોઈ પોણોસો એંશી;
જે જાયું તે જાય, નથી રહેવાનું બેશી;
જે નામ તેહનો નાશ છે, ધર્મજ એવો ધારવો;
કવિ શામળ કહે મૂરખ કરે, ગીંહિ દેહનો ગારવો. ૧૩
ઘડી પલક કે પહોર, સાંજ સવાર કે વહાણું;
એ દીપક ઓલાય, ન આવે સાથે નાણું;
રહે ઘરમાં કે ગામ, દેશ પરદેશે પડશે;
જળ પરપોટા જેમ, એક દિન નિશ્ચે નડશે;
રાખી કોઈની રહેશે નહી, દિવસ નક્કી નહી દેહનો;
શામળ કહે કાચો કુંભ છે, તો ભરૂંસો શો તેહનો. ૧૪-૩૧૨

